ખંડ : ૨:

પ્રકરણ: ૯:

## રામ અને કૃષ્ણભક્તિ

ઉત્તર ભારતમાં રામભક્તિનો પ્રચાર રામાનંદ અને તેમના શિષ્યોએ કર્યો. એની આખા ભારતની ગ્રામજનતા પર વ્યાપક અસર થઇ. કબીર અને તુલસીદાસે તો તત્કાલીન સમગ્ર ભારતને રામભક્તિનો પાસ લગાડયો. રામની ભક્તિ કબીરે નિર્ગુણસ્વરૂપે કરી, તો તુલસીદાસે સગુણભક્તિ પર લક્ષ્ય રાખ્યું. રામભક્તિનો પૂર્ણ વિકાસ પણ તુલસીદાસ દ્વારા જ થયો.

ભારતીય સંસ્કૃતિના આત્મારૂપ કોઇ તત્ત્વ હોય તો એ છે ધર્મ. આ ધર્મ શબ્દમાં વેદો - વેદાંગો - રામાયણ - મહાભારત અને પુરાણોનું સાહિત્ય સમાવિષ્ટ થાય છે. આમ રામાયણ - મહાભારત અને શ્રીમદ્-ભાગવત એ રામભક્તિ અને કૃષ્ણભક્તિના પ્રેરણાસ્રોત છે. વાલ્મીકિએ - રામાયણ આપ્યું અને સાથે વ્યક્તિ અને સમાજજીવનનાં મૂલ્યો પણ એમના મહાકાવ્યમાં પ્રજાસમથી મૂકયાં. ગૃહ અને સમાજજીવનના પ્રશ્નોની કથાના ~~ધર્મ જ છે,~~ સંદર્ભમાં મૂલ્યલક્ષી મીમાંસા કરી. રાજ્યાધિકાર વસ્તુતઃ પ્રજાપ્રયત્નો ધર્મ જ છે, રાજા એ પ્રજાધર્મનો પાલક છે, લોકનેતા છે, હૃદયજેતા છે. રામના આજીવન આદર્શને મહાત્મા ગાંધીજીએ પોતાને અભિમત લોકરાજ્યની કલ્પનામાં પુનર્જીવિત કર્યો છે. વાલ્મીકિના - રામાયણથી ગુંજતો થયેલો રામમંત્ર અતિપ્રાચીન છે. એનો સંચાર ગુજરાતમાં મધ્યકાળમાં કેટલો હશે એ કહેવું મુશ્કેલ છે. પણ રામભક્ત ભાલણે રામભક્તિનાં પદોમાં એને સજીવ રાખ્યો છે. નરસિંહ અને મીરાંએ પણ છૂટક પદોમાં એને વહેતો કર્યો છે. દયારામે પણ "રામ હૃદે રાખ, પ્રાણી તું તો રામ રામ હૃદેમાં રાખ" ગાયું છે. દયારામાના અન્ય પુરોગામીઓમાં પણ રામમંત્રના ધ્વનિનું રટણ છે. વેદાંતી કવિ અખો પણ રામનું રટણ કરે છે:

"અરે ચાંતીકું જોડીને સમજાવીએ, રૂડા સમના વી વાવીએ."

મહાભારતના સમયથી રામ અવતાર તરીકે સ્વીકારાયા છે. વિષ્ણુના છ અવતારોમાં — વરાહ, નૃસિંહ, વામન, મત્સ્ય, રામ અને કૃષ્ણની સ્વીકૃતિ પુરાણોમાં થઇ છે. એ પછી લોકહૃદયના ઊર્મિઝરણમાં રામ અને કૃષ્ણ અવતાર તરીકે ચિરંજીવ રહ્યાં છે.

રામભક્તિના પ્રાચીન ઉન્મેષો તપાસતાં "વિષ્ણુ પુરાણ" સ્મરવું ઘટે. ગુપ્તકાલીન સમયની એ કૃતિમાં લગભગ ઇ.સ. ૪૦૦ આસપાસ રામના પૂર્ણસ્વરૂપનું દર્શન મળે છે. એ પછી ઇ.સ.ની છઠ્ઠી શતાબ્દીમાં "રામ પૂર્વ-તાપનીય ઉપનિષદ્" અને "રામ ઉત્તર તાપનીય ઉપનિષદ્" રૂપે રામભક્તિનો મહિમા મળે છે. એમાં રામ વિષ્ણુના અવતાર તરીકે સ્વીકૃત થયા છે. રામના અવતારનું અલૌકિક વર્ણન તો "અગસ્ત સુતીક્ષ્ણ સંવાદ સંહિતામાં" છે. અને "અધ્યાત્મ રામાયણ"માં તો રામનું દેવત્વ ઉત્તમ કોટિનું - સ્વીકારવામાં આવ્યું છે. એ પછીના લગભગ ૧૧મી સદીના "ભાગવત-પુરાણ"માં રામમહિમાનું ગૌરવ થયું છે આ સમયે રામભક્તિએ એક સંપ્રદાયનું સ્થાન લીધું છે.[૨]

રામાનંદે ચૌદમી શતાબ્દીનાં પ્રારમ્ભમાં રામ-મતનો પ્રચાર ઉત્તર-ભારતમાં સર્વ વર્ણ માટે કર્યો. તુલસીદાસે પોતાના જીવન અને - સાહિત્યથી રામભક્તિનો પરિપૂર્ણ શક્તિથી પ્રસાર કર્યો. એમાં રામાનંદની દાસ્યભાવ ભક્તિની ઉપાસના હતી. તેના મુખ્ય ગ્રંથ "વૈષ્ણવ મતાંતર - ભાસ્કર" અને "શ્રી રામાર્ચન પદ્ધતિનું" અનુસરણ તુલસીદાસે કર્યું અને - પોતાની સ્વકીય અનુભૂતિથી એને મંડિત કર્યું. આમ રામભક્ત રામાનંદે કબીર અને તુલસીદાસના જીવનને પ્રેરક પરિબળો સર્જી આપ્યાં. એ તેનું અનન્ય અર્પણ છે. રામાનંદ પછીથી એમની પ્રેરણાથી હિંદી સાહિત્યમાં રામકાવ્યના સર્જક ભક્તો

---

૧. નારાયણીય ધર્મમાં વિષ્ણુના દશ અવતારમાં પણ રામનું સ્થાન છે.

૨. વૈષ્ણવ શૈવિઝમ એન્ડ માઇનર રિલીજીયસ સિસ્ટીમ્સ પૃ: ૪૭-
:સર. આર. જી. ભંડારકારઃ

પાક્યા છે. એની પદાવલીએ ગુજરાતમાં પદાર્પણ કર્યું છે એની સાક્ષી આજે ભજનમંડળીઓમાં ગવાતાં રામભક્તિનાં ભજનો પૂરે છે. તુલસીદાસ – :સં. ૧૬૩૧ થી ૧૬૮૫: એ ભારતના સંત તરીકે જેટલા વંદનીય છે, એટલા જ લોકપ્રિય અને વળી એમનાં ભજનો ગુજરાતી – હિંદી મિશ્રરૂપમાં પણ છે. જેમ ગુજરાતમાં કબીરની વાણીને ભજનિકોએ ગુજરાતી ભાષામાં ઢાળી તેમ તુલસીદાસનું પણ થયું. કબીરને તુલસીની રચનાઓ લોકગમ્ય વાણીમાં વહી છે, એટલે જ જનતાના અંતરતમ તલો સુધી એ પહોંચી ગઇ. એ પછી રામભક્તિનાં કાવ્યો, તુલસીદાસની કોટિનાં તો અતિ જૂજ મળે છે.

ગુજરાતમાં રામભક્તિનાં કાવ્યો – પદો – ભજનો બહુ નથી. એનાં કારણોમાં કબીરની નિર્ગુણ – વિચારધારા, અને એની યે પહેલાં ગુજરાતમાં કાપાલિકો, પાશુપત મત, વામામાર્ગીઓ, શૈવો, શાક્તો, અને સિધ્ધ અને નાથપંથીઓની વિચારધારાની અસરને ગણાવી શકાય. આના પુરાવાઓ પણ મળે છે. ગુજરાતનાં સોમનાથ જેવાં શૈવમંદિરો, શાક્તમતના પ્રતિષ્ઠાન સમા પાવાગઢ અને બહુચરાજીનાં સ્થાનકો, ગિરનારની પુરાતન ગુફાઓ, ઇ., જે એમ દર્શાવે છે કે ભાગવત ધર્મ – ગુજરાતમાં પૂર્વ એટલો બધો વ્યાપક નહીં હોય. ચૈતન્ય અને વલ્લભાચાર્ય જેવા વૈષ્ણવધર્મના પ્રવર્તકોના ગુજરાત ભ્રમણ સુધી વૈષ્ણવ સંપ્રદાય ગુજરાતમાં પ્રસર્યો નથી એમ કહી શકાય. ભાગવતમાં ભક્તિ ગુજરાતમાંથી દુર્બળ બનીને વ્રજમાં સંચરી છે, એવું રૂપકાત્મક કથન છે એ આ સંદર્ભમાં સારવા જેવું છે. પણ પુષ્ટિસંપ્રદાયની સ્થાપના પછી ગુજરાતમાં કૃષ્ણભક્તિનો ખૂબ પ્રચાર થયો. ગુજરાતમાં ભાલણ આદિ રામભક્તિનાં પદોના – રચયિતાઓની જે વિશેષતા છે તે આ પ્રમાણે છે :

૧. રામસાહિત્યમાં વૈષ્ણવ ધર્મમાં છે તેવી જ સેવક–સેવાભાવની ભક્તિ આવામાં છે આવી છે.
૨. જ્ઞાન અને કર્મ કરતાં ભક્તિ શ્રેષ્ઠ ગણી રામના જીવનપ્રસંગોની ગુણકથા એમા વણાયેલી છે.

તુલસીદાસ આદિ હિંદી ભક્ત કવિઓમાં પણ આ લાક્ષણિકતાઓ મળે છે. રામચરિત માનસ અને છૂટક પદ – ભજનો ગુજરાતમાં ટૂંક સમયમાં જ પ્રિય થયાં હશે, એનું અનુમાન તુલસીદાસનાં ગવાતાં ગુજરાતી-હીંદી મિશ્ર – ભાષાનાં ભજનો-થી થઇ શકે છે. એમાં રામાયણના પ્રસંગોનું બયાન મળે છે :

"જનકપુરમાં આવો હરિ હે જી, રાજા દશરથના રે કુમાર
જનકપુરમાં આવો હરિ — ટેક.
મોટા રે મોટા ભૂપ તેડાવ્યા, લંકાના છડીદાર
હરોહર લંકાના છડીદાર.
અયોધ્યા નગરીથી કોઇ ન આવ્યું... કેને તો આરોપું વરમાળ
જનકપુરમાં આવો હરિ.
આગુ આગુ વિશ્વામિત્ર ચલત હે, પીછું લછમનભાઇ,
હરોહર પીછું લછમનભાઇ.
બીચમેં તો મેરા શ્યામ ચલત હે, કુંડલ ઝલકે કાનમાંહિ,
જનકપુરમાં આવો હરિ.
પડે છોટા કમલ સરખા ધનુષ ઉઠાયો કેમ જાય,
હરોહર ધનુષ ઉઠાયો કેમ જાય.
કાંતો શૂરા જોધા જાગ્યા, કાંતો જાગ્યા રઘુરાય.
જનકપુરમાં આવો હરિ.
રામસીતાનો વિવાહ રચિયો, મોતીના ચોક પુરાય, હરોહર મોતીના
"તુલસીદાસ" કે આશ રઘુવરકી, ગુણ તો ગોવિંદના ગવાય."

– આવા તો રામાયણના અનેક પ્રસંગો તુલસીદાસના નામથી ગુજરાતી ભજનોમાં પ્રસિધ્ધ છે. કેટલાંક પ્રસંગોમાં રામવનમાં ચાલ્યા જાય છે એનું વર્ણન છે: "હેજી ગજ રથ જોડ હરિ ચાલ્યા વનમેં, ગજ રથ જોડ હરિ."

અનેક જણા –રામ-લક્ષ્મણ-જાનકીને સન્માનવા અને રોકવાને –

—વિનવે છે એ પ્રસંગ પણ જાણીતો છે :

"સુવાગણ સુંદરી રે.....સુવાગણ સુંદરી રે.
હું રે પૂછું તુજને સુવાગણ રે,તું તો મને કહી સમજાવ
કિયા રે મુલકનાં તમે વીરા રે, વટાવડા રે,
કિયે રે મુલક તમે જાઓ રે સુહાગણ.....
એવા "તુલસીદાસ"કહે નિરખી મગન ભયા
લછમન,સીતા ને શ્રી રામ — સુહાગણ."

—અહીં પણ એ ત્રણ વનવાસ માટે જતાં રામસીતાલક્ષ્મણને મનાવતાં — નરનારીનાં દશ્યો છે.

રામે પર્ણકુટી બનાવી છે. એ ભજન પણ સરસ ચિત્રસભર છે. એમાં લોકભાષાનો શબ્દ "મઢિયા" ઉચિત કાવ્યરૂપ પામે છે :

વનકામાં જાકે હરિ,મઢિયાં બનાઇ રામે,
ત્રિપુટિ બનાયાં રે,વનડામાં જાકે હરિ.
ભોજપત્રકી બની હૈ મઢિયાં,ઉપર ચંદન ચડાઇ.
હરોહર ઉપર ચંદન ચડાઇ.
નિચાં સીતાએ વાડી રે વાવી,વન કેરો મરઘો,
વાડી ચરી ચરી જાવે રે,વનડામાં જા કે હરિ.
રામ લછમન દોનું ખડા હૈ,સીતાએ વાત ચલાઇ,
હરોહર સીતાએ વાત ચલાઇ.
ઇસ મરઘેકું મારી આવો,મોરી પાસ લાવો.
લછમન મોરે મન ભાવે રે,વનડામાં જાકે હરિ.
ધનુષ ઉઠાવી ચાલ્યા રામજી,આડી આણ લગાઇ.
હરોહર આડી આણ લગાઇ.
મૈં તો જાત રે મરઘો મારને,હુશિયાર રેના છોટા લછમન-
ભાઇરે
વનડામાં જાકે હરિ.

ઘાવ લાગ્યો જબ રામચંદ્રકો. મરઘે ચીસ પડાઇ.

હરોહર ~~મરઘે~~ મધમરઘો ચીસ પડાઇ.

વેગે વેલા આવો લછમન. વિપત પડી રે વનમાં, રામ રઘુરાય રે.

વનડામાં જાકે હરિ.

મરઘો મારીને રામ ઘેર આવ્યા, સુનીમઢિયાભાઇ.

હરોહર સુનિ મઢિયા ભાઇ

"તુલસીદાસ" કે આય રઘુવીરકી, સીતા કહાં હૈ.

છોટા લછમનભાઇ રે. વનડામાં જા કે હરિ."

રામરાવણના યુદ્ધમાં લક્ષમણને મૂર્છા વળી છે, ત્યારે સંજીવનીની જરૂર પડી છે તે હનુમાન લાવેછે:

સુનો હનુમાના ભુજા મેરી તૂટિ રે, સુનો હનુમાન —— ટેક

રાવણ પુત્ર મેઘનાદ અને રામના યુદ્ધપ્રસંગને પણ ગુજરાતમાં ભજનભાવે સ્મરવામાં આવ્યો છે :

દોત કલમ હરિ સાઇ મગાયો રે દોત........

દોત કલમ હરિ સાઇ મગાયો, પૂરજા લખી બનાઇ, રામા!

પેલો નામ લખો હરિ અપનો. પિછો લખો લછમનકી લડાઇ રે.

—દોત કલમ હરિ સાઇ મગાયો રે.

મેઘનાદ રાવણ કો બેટો. ઊભો ચાપ ચડાઇ. રામા ઊભો ચાંપ ચડાઇ

હોય કોઇ દલમેં એસા જોધા, સનમુખ હો કે મોંસે કરત લડાઇ રે.

—દોત કલમ હરિ સાઇ મગાયો રે.

શકિત કો બાણ લગ્યો લછમન કો, લગો ભુજાએ જાય, રામા!

ભુજા ઊડી ગઇ મંદિરમેં, શીશ ઊડે જહાં બેઠા રઘુરાઇ રે.

—દોત કલમ હરિ સાઇ મગાયો રે.

મંદિરમેં એક મહલર નીકસી, નયને નીર પર આઇ, રામા!

"તુલસીદાસ" કે ભજો ભગવાનને, મેઘનાદ જોધા હારી જાયો — લડાઇ

—દોત કલમ હરિ સાઇ મગાયો રે.

રામ સીતાને જવાબ આપે છે :

"અને સીતા ઇ મરઘો નહિ વાડી તણો, હાં હાં રે એનું કારણ છે ભારી
ઇ રે મરઘાને આપણે મારશું રે, હાં હાં રે, સીતમા જાશું હારી"

રામભજનનો મહિમા પણ સૂરદાસ પ્રેમથી ગુંજે છે :

"રામભજન કું દિયા કમલ મુખ, રામ ભજન કું દિયા
ખાયા પીઆ સુખસે સોયા, ઇસમેં ક્યા કમાયા.
નૈન દિયા દરશન કરનેકું શીશ નમનકું દિયા
પાઁવ દિયા તીરથ કરનેકું, હાથ ધરમકૂ દિયા
"સૂરદાસ" કહે ભગવત ભજન વિના, આયા તેસા ગયા."

એવું જ લોકપ્રિય થયેલું :

"નિરધન કો ધન રામ હમારો, નિરધન કો ધન રામ" જાણીતું છે.

એ ધન રામ રૂપી અમૂલ્ય છે :

"ખરચો ન ખૂટે ચોર ન લૂટે, સૂઇ રહો, સુખ ઠામ
"સૂરદાસ" હરિ ભક્તિ જા કે, પારસ કો ક્યા કામ?"

અમોઘ શસ્ત્ર પણ રામ છે :

"સુને રી મૈંને નિર્બલ કે બલરામ — ટેક
પિછલી સાખ ભરું સંતનકી, આડે સુધારે કામ — સુનેરી.
જબલગ ગજ બલ અપનો બરત્યો, નેક સર્યો નહિ કામ,
નિર્બલ હોઇ બલરામ પુકાર્યો, આયે આધે ત્રાધે નામ—સુનેરી.
દ્રુપદ સુતા નિર્બલ ભઇ તા દિન, ગ્રહ લાયે નિજ ધામ,
દુશાસનકી ભુજા થકિત ભઇ, વસન રૂપ ભયે શ્યામ— સુનેરી.
આપ બલ, તપ બલ, ઔર બાહુ બલ, ચોથા હૈ બલ દામ,
"સૂર" કિશોર કૃપા સે સબ બલ હારે કો હરિ નામ—સુનેરી."

કૃષ્ણભક્તિ વિષયક ભજનો જે ગુજરાતમાં પ્રચલિત છે તેમાં –

હમારો ચીર દિયો ગિરધારી ..... ટેક
લેકર ચીર કદમ ચઢિ બૈઠે, હમ જલ બિચ ઉઘારી—— હમારો.

તેરે ચીર સખી જબ હી મિલેગે, જલસે હો જાઓ ન્યારી—હમારો.
જલસેં ન્યારી મૈં, કિ બિધ હોઉં, આવન લાજ નિહારી —હમારો.
એક સખી મન રીસ ભઇ હૈ, જલસે નિકલ ગઇ બારી ——હમારો.
"સૂરદાસ" મથુરા કે બાસી, પ્રભુ તુમ જીતે મૈં હારી ——હમારો."

વસ્ત્રહરણનો પ્રસંગ અહીં સૂરદાસે સાંકળ્યો છે. એવો જ પૂતના વધનો પ્રસંગ પણ તે વર્ણવે છે :

"હે પૂતના વિખ રે અમૃત પાયો,
જો કુછ દઇયત સો ફલ પઇયત નાહક બેદ ન ગાયો.
સોલ યજ્ઞ રાજા બલી કિન્હો, બાંધ પતાલ પઠારો,
રંક જનમ કે રંક સુદામા, કંચન ધામ બનાયો.
"સૂરદાસ" તેરી અદ્ભુત લીલા બેદ નેતિ કરી ગાયો."

તુલસી અને સુરદાસના રામકૃષ્ણ એક જ છે. બંનેએ આવો અભેદ પ્રભુનામનો સ્વીકાર્યો છે સૂરદાસે પોતાના અવગુણ એવા રામકૃષ્ણને ચિત્તે ન ધરવા અરજ ગુજારી છે :

"પ્રભુ મેરે અવગુણ ચિત્ત ન ધરો.
સમદર્શી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો પ્રભુ મોરે
ઇક નદિયાં એક નાલ કહાવત, મૈઇલો હી નીર ભર્યો
જબ મીલ કર કે એક બરન ભયે, સુરસરી નામ બન્યો પ્રભુ મોરે
એક લોહા પૂજા મેં રાખત, એક ઘર બધિર પરયો,
પારસ ગુણ અવગુણ નહિ ચિતવત, કંચન કરતે ખરો પ્રભુ મોરે.
યહ માયા ભ્રમ જાલ કહાવત "સૂરદાસ" સગરો,
અબકી બેર મોંહી ઉતારો, નહિ પ્રાણ ટરો. પ્રભુ મોરે."

ઉપદેશાત્મક પણ પ્રસાદ ગુણથી ભરેલી વાણી હૃદયગમ્ય અંશોથી આહ્લાદક છે:

સબસે ઊંચી પ્રેમ સગાઇ સબસે ઊંચી પ્રેમ સગાઇ
દુર્યોધન કો મેવા ત્યાગી, સાગ બિદુર ઘર પાઇ સબસે

જુઠે ફલ શબરીકે ખાયે, બહુ વિધ પ્રેમ લગાઇ
પ્રેમકે વશ નૃપ સેવા કિન્હી, આપ બને હરિ નાવી     સબસે
રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કિન્હો, તામેં જુઠ ઊઠાઇ
પ્રેમકે વશ અર્જુન-રથ હાંક્યો, ભૂલ ગયે ઠકુરાઇ     સબસે
ઐસી પ્રીત બઢી વૃંદાવન, ગોપીન નાચ નચાઇ     સબસે "

એવું જ આર્દ્ર ભક્તિમય આ છે :

" જબ પ્રાણ તનસે નિકલે, ઇતના તૂ કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકલે
ગોવિંદ નામ લે કર ફીર પ્રાણ તનસે નીકલે, જબ પ્રાણ તનસે નીકલે."

આમ રામ અને કૃષ્ણભક્તિનો પ્રવાહ ગુજરાતી ભજનસાહિત્યમાં ભળેલો છે.